નવું

# નળ-દમયંતી

## ત્રીઅંકી નાટક.

છપાવનાર,

શા. છોટાલાલ મોહોલાલ કાપડવાળા.

ભ્રમરસાગર, સુબોધસંગ્રહ અને શીખામણસંગ્રહ

વીગેરે પ્રસિદ્ધ કર્તા.





અમદાવાદ.

"આર્યહિતવર્ધક" પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૫૦ સને ૧૮૯૪.

કીમત બે આના.

૫૫૪૯

# નળ-દમયંતી નાટક.



## સદરહુ નાટકનો ટુંક સાર.

### અંક ૧ લો.



તપો વનમાં આવેલા નદીના તટ ઉપર ઋષીઓ ઇશ્વર ભજન કરે છે. ત્યાં પાસેના પહાડપરથી દેવતાઇ અપ્સરાઓ આવી વર્ષા ઋતુના રસમય દેખાવથી આનંદિત થાય છે પરીઓના ગયા પછી સતયુગનો કટ્ટો વેરી કળયુગ તેજ પહાડની એક ભયંકર ગુફામાંથી દ્વાપર સાથે વાદવિવાદ કરતો આવે છે દ્વાપર તેને ઘણી શીખામણ દે છે તે ન માનતાં નળના પીત્રાઇ ભાઈ પુષ્કરપર પોતાનો પાપી અમલ ફેલાવે છે ને રાજ લેવાની લાલચ લગાડે છે. સન્યાસી બનેલો ભોળો પુષ્કર તે ખરૂં માની પોતાના ભાઇ સાથે ધુત (જુગાર) રમવાની માંગણી કરવા નૈષધ દેશમાં આવે છે.

ઇંદ્રસેનનો જન્મ દિવસ હોવાથી નળ તેના હાથે ધર્માસનપર બેસી ગરીબ ગરબાંને દાન અપાવતો હતો. બીજી બાજૂ વારાંગનાઓના વિવિધ રાગ રંગો ચાલી રહ્યા હતા. ત્યાં પુષ્કર આવ્યો પ્રેમી નળ ભાઇને ઘણે હર્ષે ભેટયો ભા-

દ રાજ્ય કચેરી બરખાસ્ત થયા પછી પુષ્કરે પોતાનો વિચાર જણાવ્યો ભલા નળે ભાઇને રાજી રાખવા તે કબુલ કરયું ને બાજી માંડી વિદુષકે તે વખતે ઘણું સમજાવવા માંડયું પણ નળને ગળે તે વાત ઉતરી નહીં છેવટે તેણે સુમતિ પ્રધાન તથા દેવી દમયંતીને આ વાતની ખબર છડીદાર મારફત કેહવરાવી. ખબર મળતાંની સાથે દેવી તથા પ્રધાન ત્યાં આવ્યાં ને માહારાજને ઘણું સમજાવવા માંડયું પણ નીર્થક પહેલીવાર હારવાથી "હાર્યો જુવારી બગણું રમે" તેમ નળનો આગ્રહ વધ્યો, તથા સુમતિ પ્રધાન અને દેવીને અપમાન કરી કાઢી મૂકયાં રમતાં રમતાં છેવટે પુષ્કર જીત્યો કળયુગની ઉષ્કેરણીથી છડીદારને બોલાવી નળનું અપમાન કરી ધકા મારવાનું કહ્યું તેથી ચીરડાઇ છડીદારે પુષ્કરને મારવા છડી ઉગામી પણ નળે તેને વચ્ચે પડી સમજાવી શાંત પાડયો.

નળ ખોએલા રાજતાજ માટે પશ્ચાતાપ કરતો પોતાની પ્રીયાને મેહેલે આવ્યો દમયંતી આથી દિલગીર થઇ હવે પોતાને વનવાસ જવાનું હોવાથી ઈંદ્રસેન તથા ઈંદ્રસેનાને મોસાળ જવાનું કહ્યું માતૃ ભકત પુત્ર પુત્રીએ સાથે રેહેવા આગ્રહ કર્યો પણ છેલ્લે, નિરાશ થઇ જવું પડયું જતી વખતના બાળકોનાં દુઃખી અને પ્રેમથી ભરેલાં વચનોથી નળની દરેક નસ દુઃખી થઇ મોસાળ જવા નીકળેલા ભાઇ બહેનની ગાડી ગામની પાદર આવે છે. ઇંદ્રસેન તે વખતે ઘણું રડે છે ડાહી ઈંદ્રસેના ભાઇને સમજાવે છે પુત્ર વિયોગે દમયંતી પીડાય છે. નળ તેને પીયર જવા

સમજાવે છે. સતી સુંદરી ન માનતાં પતી સાથે રહેવામાં સુખ માની સાથે જાય છે.

---

## અંક ૨ જો.

નળ તથા દમયંતી જંગલમાં આવે છે, ત્યાં થાકી ગયેલાં હોવાથી જરા શાંતી લે છે, તેવામાં પાસેના તળાવ પર દ્રષ્ટી પડતાં નળ આહાર માટે માંછલાં પકડવા જાય છે. ત્યાંથી થોડાંક માંછલાં લાવી દમયંતીને સાચવવા આપે છે. ને પોતે ફરી બીજાં હાથ આવે તો ઠીક પડશે એમ ધારી લેવા જાય છે. તેવામાં દમયંતીના હાથમાંના મચ્છ અચાનક ઉછળી સરોવરમાં પડી જતાં રહે છે. દમયંતી તે મેળવવાં તળાવમાં ફાંફાં મારેછે પણ હાથ આવતાં નથી. હવે પતી તેના માટે ઘણો ઠપકો આપીશું શિક્ષા કરશે તેની ચીંતામાં તે રડે છે. ફરી જતાં મચ્છ હાથ ન લાગવાથી નળ નિરાશ થઇ પાછો આવી દેવી પાસે પેહેલાં આપેલાં મચ્છ માગે છે તેથી તે સરી ગયાની વાત જણાવવાથી અજાયબ થઇ તે ઘણી ભુખી છે માટે ખાઇ ગઇ હશે એમ ધારી પોતાનો ગુસ્સો ન બતાવતાં શાંતી દેખાડે છે. નળ તથા દમયંતી શાંત જોઇ અહીં પણ કળયુગ વટેમાર્ગુનું રૂપ લેઇ પાછળ વાઘ આવે છે તેથી બીતો હોય એવો ઢોંગ કરી નળની મદદ માગે છે. દયાળુ નળ તેને મુસાફર જાણી મદદ કરી વાઘને મારે છે. વાઘને મારી પાછો આવી બીયા સાથે તેમ આગળ

ચાલે છે. અહીં દમયંતી ઠાકેલી હોવાથી પતીના ખોળામાં મા શુ મુકી ઉંઘી જાય છે. આ વખતે લાગ જોઇ કળી નળના દિલમાં પેસી કલેશ ઉપજાવી દમયંતીથી છુટો પડવા ભમાવે છે. પ્રેમી નળ તેમ ન કરવા ઘણું અકળાય છે પણ છેવટે ઘણાં ઘણાં ચુંબનો લેઇ હૃદય ફાટ રૂદનથી તજે છે. નિંદ્રાવશ થયેલી દમયંતી સ્વપ્નામાં પતી તજી જાય છે એવું જોવાથી ઝબકી ઉઠી આસપાસ પતી પતી કરી સાદ પાડે છે. પણ નાથ ન જડવાથી તેની શોધમાં જાય છે. પ્રીયાને તજી ગયેલ નળ રાજા જંગલમાંથી જતાં જતાં એક બારે અગ્નીના ભડકામાં કર્કોટક નામના નાગને બળતો દેખી પોતે તેમાં પ્રવેશ કરી તેને બચાવે છે. નળ દવમાં પેઠો તેથી કળીને અગ્નીની આંચ લાગવાથી ઘણી પીડા પામ્યો તેથી કળી કર્કોકટને ગાળો દે છે. તે તેની દરકાર ન કરતાં પાસે ઉભેલા નળ રાજાને અંગુઠે ડંખ મારી તેને કદરૂપો કરે છે. નળ તેથી અજાયબ થાય છે કર્કોટક તેને સમજાવે છે કે મહારાજ મેં કાંઇ આપને "ઉપકાર પર અપકાર" નથી કર્યો પણ ઉપકાર કર્યો છે. કારણ કે તેથી તમને ગુપ્ત રહેવા ઘણી સગવડ થશે. આથી નળ તેનો ઉપકાર માની આગળ ચાલે છે. જતાં જતાં ઋતુપર્ણ રાજાના દરબારમાં જઇ સ્વતંત્ર નોકરી માગે છે. ઋતુપર્ણ તેને અશ્વવિદ્યામાં પ્રવિણ જાણી રાખે છે. પતી વિરહે પીડાતી દમયંતી દેવી નળ નળ મુખે જપતી જાત્રાળુઓને મળે છે. અહીં પણ કળીના કતુંર-

થી દુઃખી થાય છે. આખર રોતી કકળતી પાસેના નગર તરફ જાય છે.



## અંક ૩ જો.

આજે એકાદશીનો દિવસ હોવાથી ચેદિપુર નગરના ચેદિરાજ પુત્રી સુનંદા પોતાની સાહેલીઓ સાથે શીવ પુજન કરવા ગામની પાદરે આવેલા મંદિરમાં આવી છે. પુજન આરતી કરી રહ્યા પછી દેવળ પરની અગાશી આસપાસના રમણિય દેખાવો જોવા ઉભી છે તેવામાં દમયંતી પતી પતી મુખે જપતી ત્યાંથી જાય છે. તેની પાછળ પાદરના ખેડુતના છોકરાઓ કાંકરા તથા ધુળ ઉછાળી તોફાન કરતા જોઇ તેને દયા આવવાથી પોતાના સીપાઇને મોકલી છોકરાઓના તોફાનમાંથી છોડાવી પોતાની પાસે બોલાવરાવે છે. દુઃખી દમયંતી પોતાનું નામ જાહેર ન કરતાં દાસી રહેવાનું જણાવે છે. સુનંદા રૂપ-ગુણ પર મોહી રાખે છે, એક દિવસે સુનંદા પોતે ન્હાવા જતી વખતે પોતાનો ટંકણહાર દમયંતીને સોંપી જાય છે. તેવામાં ન્હાતાં ન્હાતાં પાણી ખુટવાથી તે દમયંતી પાસે બીજું પાણી મંગાવે છે. દમયંતી તે લેવા જતી વખતે હાર પાસેના ટોડલાપર ભરાવી જાય છે આ વખતે ફળી તેમાં પ્રવેશ કરી હાર ગળી જાય છે. દમયંતી પાણી લાવી તેથી ન્હાઈ રહ્યા પછી સુનંદા હાર માગે છે. દમયંતી તે લેવા જતાં મુકેલી જગાએ હાર ન જણાયાથી

બાવરી થઇ ખોળવા માંડે છે પણ ન જડયાથી નિરાશ થઇ સુનંદાને જણાવે છે. સુનંદા તે ન માનતાં તેનાપર ચોરીનો આરોપ મુકી પોતાના બાપના દરબારમાં ફરીયાદ કરે છે. ઘણો વખત થયાં નળ તથા દમયંતીના પીતાએ તેમની શોધ કરવા માણસો મોકલ્યાં હતાં તેઓ શોધતાં શોધતાં આજ નગરના કીલ્લા પાસે આવેલા કુવાપર ભ. થું ખાવા બેઠા હતા. ત્યાં જળ ભરવા આવેલી સ્ત્રીઓમાં કુંવરીના હાર ચોરાયાની વાતો ચાલતી સાંભળી તે એ પણ દરબારમાં ગયા ચેદિરાજે ઇનસાફની ગાદીપર બેસી સર્વે સાક્ષીઓ તપાસી દેવી દમયંતીની જુબાની લેવા માંડી તે પોતે પોતાને નિરપરાધી જણાવવા લાગીને છેવટે અતી ક્રોધમાં આવી પોતાને દુઃખ દેનાર શ્રાપ દેતાની સાથેજ કળયુગ બળતો બળતો તેના પગ આગળ હાર નાંખી પાતાળમાં પેસી ગયો સર્વે અજાયબ થયા, તેવામાં તેને ખોળવા નીકળેલા માણસોએ ઓળખી; સૌ મળ્યાં. તેની માશી તથા બેન સુનંદાયે માફી માગી દયાળુ દેવીએ તે આપી પોતાના પ્રીય બાળકોને મળવા માટે પીયરના પંથે પરવરી.

માતાના વિયોગે બેન ભાઇ અતી કલ્પાંત કરે છે, ત્યાં દેવી આવી પહોંચી ઘણાજ ઉમળકાથી બાળકોને હૃદય સરસાં ચાંપી ચુંબન લીધાં. હવે પતી મેળવવા તેને ફરી સ્વયંવર મંડપ ચાલુ કર્યો. કારણ કે અહીં તેને કોઇ બાહુક નામના પુરૂષનાં ઘણાંક ચિન્હ નળને મળતાં સાંભળયાં હતાં

તેથી તેની પરીક્ષા કરવા જે રાજ્યમાં તે હતો ત્યાં મોડી કંકો તરી મોકલી પણ વખતસર તે આવે છે. અહીં બાહુકને જુદો ઊતારો આપી ખુબ ખાત્રી કરી પતી પ્રીયા નિ-રંતરને માટે ફરી જોડાયાં. દેવોએ આવી આશીરવાદ આપ્યો ને આકાશમાં મધુર નાદનાં વાજીંત્રો વાગ્યાં ને ફુલની વૃષ્ટી થઇ રહી; ને સત્યોદય સુર્યોદય કરતાં પણ અધિક દિપવા લાગ્યો ! તથાસ્તુ.



**નળ–દમયંતી નાટકનો ટુંક સાર સમાપ્ત.**

# નળ-દમયંતી નાટક.

## અંક પેહેલો.

સુત્રધાર- વારાંગનાઓ—સ્તુતી.

જય જગદીશ્વર કૃપા કરીને,
કાપ પાપ તું મયા ધરીને;
નમું નમું નીચું શીર ધરીને—જય૦

ધર્મ ધુરંધર જેનળ રાજા, જગ વિષે જેની બહુ માજા;
તેહ તણું આજે ચિત્ર બતાવું, સુજ્ઞ જનોને હું હરખાવું.
રંગ ચંગ, ઢંગ ઢંગ, હું મૃદંગ. તણો જંગ, કરી પરી, નાચે રાચે,
છનનન, થનનન. ધરી પ્રેમ, ફરે એમ. આં—આં—આં—જય૦

અપ્સરાઓ—

આહાહા ! શીતળતા શી થઇ છે !
આનંદ આશા ઉરે ભરાઇ છે !!
વાહવા ! લીલા લ્હેરજ અહીં છે !!!

ઝરમર ઝરમર મેહુલો બરશે, ચાતક પણ આવ્યો છે હર્ષે?
જળ બિંદુ લઇ સુખે ઠરશે! પતી પત્ની પ્રેમે મળશે !
વિયોગ વેરી વેગળો ટળશે? સૌનો સુખમય દહાડો વળશે.
ધન્ય ધન્ય છે વર્ષાઋતુ! આનંદમય આ અવનીમાં તું
વ્યાપી રહી છે જય સ્થળમાં શું ગુણ ગાઇ ન કાંઇ શકું હું?
શોભા તારી! ન્યારી ન્યારી ! રચના બાળી! નજર નિહાળી!
જાયે વારી! જગ સરદારી! પામી પૂરણ તું તો.
ગઇ છે—આહાહા !

કળી— ( હાય! હિંદુ લુટાય—એ રાહ. )

થાય દુઃખ કાય માંહ્ય, થાય દુઃખ કાય માંહ્ય!
હાય શત્રુ સત્યુગ મારી સામે ફાવી જાય— થાય૦
ધરમની મેખ અરે દેખી જગ માંહ્ય,
દીન રેન ચેન કેમ પડે જરાય— થાય૦
આગી જળ સ્થળમાં અધર્મ જાય,
તોતો મારૂં હૈયું અતી ખુશી ખુશી થાય— થાય૦

દ્વાપર— ( ચોર લોકને ચોરી કરવામાં પડતી શી હશે મઝા. )

ઝેર વેરને કેર કર્યામાં કળી સમજ નહીં ધણી, મઝા.
ધર્મ ધ્વજા તોડી પાડયામાં કળી સમજ નહીં ધણી મઝા.
ભાગ્ય દેવીને ભુલવવામાં કળી સમજ નહીં ધણી મઝા.
જગકર્તાની કૃતી ટળતાં કળી સમજ નહીં ધણી મઝા.
અભીમાનના કોટે ચડતાં કળી સમજ નહીં ધણી મઝા.
નાગા નકટાં થઇ ફરવામાં કળી સમજ નહીં ધણી મઝા.
ધર્મના ધુરંધરો રહે ધર્મમાં આનંદથી,
કુકર્મના કરનાર રે' કુકર્મમાં આનંદથી:
અધર્મનો અધાપો લઇ અધર્મી રે આનંદથી,
ખર છોડી સાકર સ્વાદને ખડ ખાય છે આનંદથી.
માટેજ માંથાફાડ ફોકટ કરવામાં નહી સમજ મઝા. ઝેર૦

પુષ્કર— ( થયો વખત મરવાનો ડોસો વરરાજા )

ઝટપટ ઝટપટ જાઉં આજે પ્રીતે નળની પાસ ઝટ.
દ્યુત રમીને રાજ પડાવું ત્યારે પહોંચે આશ

કળી— કામ એ કરૂં વચન લે ખરૂં.

બપ્પન [illegible] ભુખ લગાવી નળને આપુ ત્રાસ. ઝટ
લાજ રાજનું. [illegible],
આવો બીજો [illegible] ઝટ૦

**વારાંગનાઓ— ( બતાદે સખી કોણ ગલી ગયો શ્યામ. )**

શોભે છે સખી આજે શું નળ મહારાજ
આનંદ છે ઉરમાંજ ........... શોભે છે૦
સુરત મનોહારીરે, જાઉં બલીહારીરે આં- આં- આં.
અમ્મર તપો સરતાજ ..........શોભે છે૦

**વારાંગનાઓ— ( અયેજગધર ગીરધર શીરધર નીરધર હોય સુધારીક વ્હાર. )**

ઓ સુખકર શુરનર દુઃખહર દીલધર અર્જ અમારીઆ
જયવાન, ભયહાણ, સુખ ખાણ—આપ હમેશાં;
કર સુખી પ્યારા, હરીને ભય ભારા ગુણ ગાઉં શું તારા,
છે જગમાંજી ન્યારા, ન પામે કોઇ પ્યારા—અકળ
કળા—ઓ સુખકર૦
ઉદાર દિલથી દાન માન દીઆ, આશીશ બહુ લીઆ,
દુર કરી બધા, મનની, તનની, ધનથી, જનથી,
લીધી, દીધી,
ધન્ય ધન્ય નૃપ, નહીં તમ સમ ભુપ, સુગુણના કુપ,
છે રાજા—ઓ સુખકર૦

**નળ— ( બાહાલા ભલે આયોરે મારો જોબન બીતો જાય—એ રાહ. )**

ભાઈ તું ભલે આયોરે (૪) મારૂં મન અતી હરખાય—ભાઈ૦
રાજ તાજને તુચ્છ તેં, જાણી મનની માંહ્ય;
જંગલમાં વાસો કર્યો, જપવાને જગરાય— ભલે૦
ધન્યજ દહાડો આજનો, ધન્ય ઘડી પળવાર;
દર્શન ભાગ્યોદય થકી હું, પામ્યો હૈયાના હાર— ભલે૦

**પુષ્કર— ( લે લાલ ટોપી તું લટકાવી—એ રાહ. )**

રમો રાજ હરખ ઉરમાં લાવી,
કળા ચલાવી ચલાવી, પાસા હલાવી હલાવી,
વિદુષક— શરત બકાવી બકાવી, ધાટ લગાવી લગાવી,
જાય પાપી ફાવી ફાવી......................રમો૦
સુમતિ પ્રધાન—
અરેરે! આ શું થાય! ગજબ! ગજબ! ગજબ!
રમે છે ધુત રાય! અજબ! અજબ! અજબ!
જે સૌને શિખામણ દેતા, કદી રમવાની ના ના કહેતા,
તે શું આજે મતી વિસારી, આજ રમવામાં
મચીજ રહેતા ! !
દમયંતી—(જાડવે રાખ, મુખ નવ ભાખ. એ રાહ.)
રે પ્રાણનાથ, ધુત ધર્યું હાથ કયાં ગયું ભાન, કયાં
ગઈ સાંન?
દુર કરો દિલથી મલીન મતી, માનીને આ મન, હિતવચન,
સુણી રતન કરોને જતન, ધરી અમ ઉપર પ્યાર,
મુજ હૈયાના હાર, શું ભાળી આ કાળા નહીલ્યો,
લગાર શું?,
નળ—(સ્વારી કરી ચાલાક અશ્વપર ખુબ નચાવી—એ રાહ.)
કળા ચલાવી ખુબ હલાવી, નાંખું પાસા અરરરરર.
ધ્યાન લગાવી, શું આવી......(પાસાનાંખે છે.).....
પુષ્કળ—(પાસાજોઇને.)...........દુતી તારી.........
નળ—(દુખી થઇ.)...............................અરરરરર

પુષ્કળ—જો જો મારા, આવે ધાર્યાં દાવો કેવા સરરરરરર
લે આ પચ્ચી, ને જો છક્કી, કેવાં ઉડયાં ફુરરરરરર.
પુષ્કળ—(આવો આવો પાસ પ્યારા કરો માફ—એ રાહ.)
લાવો લાવો તાજ મારૂં જાઓ બ્હાર બ્હાર બ્હાર.
અરે કોઈ આવો..............................
છડીદાર—(પ્રવેશ કરી.)..................શું ફરમાઓ?
પુષ્કળ—કાઢ આને ધક્કા મારી બ્હાર બ્હાર બ્હાર.
કેમ ન માને? ભુખા તુ શાને!
છડીદાર—જાને અહીંથી અકર્મી તું બ્હાર બ્હાર બ્હાર.
નળ—
દુઃખ પ્રાપ્ત થયું અકારણ, શી રીતે વાળયું વળે?
કર્મની રેખા છે અૌલૌકિક, શી રીતે ટાળી ટળે?
સર્વનું સુખ દેખતાં હું, રીઝતો અતીશે મન,
ભાગ્યમાં લખી આ દશા તો અન્ય હવે ક્યાંથી મળે?
નળ— ( નિંદ્રાથી જાગો હવેરે કાંઇ વિરમતી ભર-
થાર—એ રાહ. ]
-હૃદયથી જાગ્યો હવેરે (૨) કાંઇ મૂઢ મતી હું ગમ,ર—હૃદય
રમત રસમાં નસ તણાણી, થઇ ઘણી હાની;
કાંઇ આવે તે સાટ વિચાર—હૃદયથી
જેનું વચન હું નિત્યે, અડપે ઉડાવી લેતો, આજ ત-
ણી તેની દરકાર—હૃદયથી-

**દમયંતી—**

ના કર્યો કંઇ વિચાર, અને રમ્યારે જુગાર.

હવે પસ્તાવો અપાર, કર્યે શું વળનાર!

ના હક દુભાવોના જીવ, થશે સ્હાય શંકર શીવ.

**ઇંદ્રસેન**—ઇદ્રસેન- (તુ ન કુમલા જીઅરવા- ઓ પીતા મોરા- એરાહ.)

કેમ મુંઝાઓ ગનમાં (૨) ઓ પીતા માતા- કયમ૦

આપના દુઃખથી દુઃખી અમે પણ. કયમ મુઝાઓ મ- નમાં—ઓપીતા

કો' દીન દુઃખે, કો' દીન સુખે, રેહેવું જન સજનમાં—ઓપીતા

કર્મની રેખા, સજ્જડ મેખા, કરે કર્તુંકો કતનમાં—ઓપીતા

જ્યાંન જંપે, ત્યાંથી સુસંપે, જાવું અન્ય વતનમાં—ઓપીતા

**દમયંતી—( આવો આવો મારા લાલ—એ રાહ.)**

મારાં રંગીલાં બે બાળ, જાઓ સુખેથી મોસાળ,

લેશે મામી ત્યાં સંભાળ, નથી હવે ઉપાય.

**ઇંદ્રસેન**— શું માતા તજી વ્હાલ?

**ઇંદ્રસેના**—અમને કાઢે છે મોસાળ?

**બન્ને— નથી સખાતાં આ બાળ? કંઇ કારણ બતાવ.**

**દમયંતી—મારા તનમ રતન તમે સમજોછો મન.**

તોએ કરીને રૂદન, આગ દુભાવો જીવ,

**નળ**— ના તજશો આ તન હાય? બળે અગન,

નિત્ય કરજો જતન, લઇ સંભાળ શીવ.

ઇંદ્રસેન— ઇંદ્રસેના

માતાજી પીતાજી કહો શું આવું રે, ક્રુર વચન (૩)
તજીને પ્યાર, અરર અપાર, રે ઘણો ઘણો ઘણો.
અમે શુ બગાડ્યું કહો, આપનુ માતાનું રાજનું?
કહોને શી અમારી કસુર હાય,! થાય! કાય! માંજી! લ્હાય
પ્રેમ તોડી દીધો કેમ? દુઃખમાં ભુખમાં, રૂખમાં?
નવઘટે કંઇ આવી રીત, માત, તાત, તનય, સાથ-હાય!

**ઈંદ્રસેન— ( નિર્બળ શત્રુ સબળ રાજ્યપર આજ. એ રાહ. )**

જા જા બેની હું નહીં આવું સાચૂં આ કહું છું તુજને,
નાહક તાણ્યાં તાણુ કરેશી મુકી દે જલ્દી મુજને.
મને માત તાત વીના નહીં પડે પળ ચેન, (૨)
માટે હુંતો સાથે જઉં છોડ છંડો બ્હેન
હઠીલી તું હઠ તજ પડી જાયે રેણુ—ગને—જા જા.

**ઈંદ્રસેના— ( રે હાય. હાય. ક્યાં જઉં કરૂં શું તું હવે એ રાહ. )**

રે ભાઇ ભાઇ ભાંન ભૂલી હઠશું કરે;
માત તાત સાથ કરે ક્યાંથીરે મળે?
દાદા દાદી મામા મામી જોઇને જીવ ઠરે,
ઓછું આવવા ન દે કદીએ તો અરે,
માન માન થઇ સુજાણુ બાતનું ખરે,

ઇંદ્રસેન—લાડ પાડ માત વીના કોણુ ત્યાં કરે'

ઇંદ્રસેના—એથીરે અધીક મામા મામી મન ધરે,

દમયંતી— ( મલક શીકૃત ખીદમત પાએ એ રાહ. )

તડપ તડપ આ જીવ ગભરાએ, નીશદીન ગમગીન
દીલમાં થાયે, કયમરે રહેવાય.
વ્હાલા મારા ઇંદ્રસેન વીના અકળાયે-તડપ૦
ડાહ્યા ઇદ્રસેનાનાં પણુ મીઠાં મીઠાં બોલો ના
ભૂલાયે તડપ૦

ધડપ ધડપ થાયે કાય માંહે ધમકારા ચમકારા.
અરરરરરરર જીવ જાસે,
ધાઓ ધાઓ પ્રાણુ પ્યારા, લાવો લાવો પ્રાણુ પ્યારા,
નહીં ગમે એઓ વીનાં, જીવ જશે તેઓ વીના-તડપ

નળ—( આહાહા પ્યારી તું—એ રાહ. )

જા જા જા વ્હાલી તું,
કેહેવું મારૂં નવ કયમ માને, કેંની શાને ?
હઠ કરે ઠાલી શું ? જા જા જા૦
કમળ ફુલ સમ વદન સુકાયું,
વન તાપે કરી જો કરમાયું,
વળી તનય વીન તન સુકાયું,
માટે ત્ચિર તું જા જા જા૦

દમયંતી—

ન જાઉં આહીં આમ છોડી તોડી પ્રીત વ્હાલા,
કાયા મારી તમથી સારી નથી અતિ રસાળ પ્યારા,

માટે ચીંતા ન કરો કાંઇ,
સેંશ રે'શુ સંગે વનમાં દુઃખ વ્હાલા પ્રાણ પ્યારા,
નળ—દુઃખ દરીયાના વમળ આંહી કમળ કદી ન જાણુ સાર
માટે ઇશ ભકતીમાં લીન પઇ શાંતી ધરમુજ પ્રાણ તારા.
બાળ વિયોગે જોને કેવાં,
બીંજાયાં જે વસ્ત્ર સઘળાં કરતાં અશ્રુદાર દારા હાય!



## અંક ૨ જો.

દમયંતી— મરાઠી સાખી.

મંદ મંદ આવે શીતળ પવનની સુખ કર શું લ્હેરો.
દુઃખ વદારણ દૈવ સરીખી શાંતીદાર રહેરો.
હરશે ચિંતા કૃપાળુ, સ્વામી થઇને દયાળું

નળ—

અરરર! અરરર! આશું! આશું! આશું! આશું!
મીન સર્વે જીવતાં થઇ, સરી પડયાં પાણી મહીં.
હવે પ્યારી કહેની કે શું? ખાશું? ખાશું? ખાશું?

દમયંતી—

પતી પ્યારા ગુસ્સે થયા, આવ્યો શીર આરોપ.
મીન છટકીને હાથથી, પડયાં જઇ જળમાં બોય.
હાય છુટી આ દુઃખની રોપ, નકી કરશે સ્વામી કોપ

કલી—

ખાધો ખાધો બાપકે ખાધો ખાધો બાપ.

વાઘ પુઠે આવ્યો મારી ખાધો ખાધો બાપ.
કૃપા કરીને કોઇ બચાવો ખાધો ખાધો બાપ.
તીર લગાવીને હઠાવો ખાધો ખાધો બાપ.

**નળ—** (ફરકે છે ચિત્ત આજ પ્રભુજી–એ ટેક.
**અરે!** તજીને જાઉં પ્રીયા તને હું આમ, અરે રામ,
હાય આમ, બદનામ, શુ કામ! હાય! થાય! લ્હાય!
હાય–અરે!

**નળ—** **દ્વારમાં દ્વારમાં દ્વારમાંરે, દીઠી અજબ અમીરી મેં દ્વારમાં–એ રાહ.**
પ્યારમાં પ્યારમાં પ્યારમાંરે, છોડી પ્યારી મુઝાઉ હું પ્યારમાં–ટેક.
ખારમાં ખારમાં ખારમાંરે, છોડી પ્યારી મીન ખાધાં તે ખારમાં–પ્યાર૦
ધારમાં ધારમાં ધારમાંરે, છોડી પ્યારી અન્યાઇતું ધારમાં–પ્યાર૦
હારમાં હારમાં હારમાંરે, છોડી પ્યારી હીમત હવે હારમાં પ્યાર૦
મારમાં મારમાં મારમાંરે, લે ઇશ બચાવી મને મારમાં–પ્યાર૦

**દમયંતી—[મને સમજો શું નાદાન સમાન–એ રાહ].**
મને તજો શું હૃદય આધાર?
તજી પ્યાર, ધરી ખાર, નિરાધાર આ વાર–મને૦
નાથ નાથરે વિચાર, કરો દિલમાં લગાર,

કાણુ લે જંગલમાં સાર, આપ વિના પ્રાણુ ધાર,
સુજાણુ થઈને માનો, માનો માનો કહેવુ માનો.
નહીં તો કાંઇ જુઓઆનો, નીવડે ન સાર–મને

**દમયંતી— (અફસોસ કે આંખોસે દીખાઈ નહી દેતા–એ રાહ.)**

પ્રીતમ કયમ ચાલ્યા છોડી મને નિરાધાર! હાય! હાય! હાય!
ભયાનક આ જંગલ વિષે હાલ શા થનાર! હાય! હાય! હાય
પ્રાણુનાથ પ્રાણુ મારા છો તમે આધાર! હાય! હાય! હાય!
ગુન્હો શો એવો થયો જે તજીરે આ વાર! હાય! હાય! હાય!
નમી નમી માફી માગું સ્વામી સો સો વાર! હાય! હાય! હાય!
આપ વિના હાયા જાણો જીવ આ જનાર!! હાય! હાય! હાય!

**કર્કોટક નાગ—**

વ્હાર કર મારી, હે પુન્યશાળી, હે દુ:ખ ટાળી મમપ્યારા.
ખુબ મુંઝાઉ, ઘણો સેકાઉ. અંગ રૂધાઉ, હું મારા.

**નળ—** દેવ દુ:ખ માહીં ઇલાજ નાહીં. શું કરૂ ભાઇ, ત્યાં આઈ.

કે, કે, કાંઈ, હોય ભાઈ, ઇલાજ સારો, તો લાઈ
ઝટપટ કરૂં તુજને સારો,

**કર્કોટક—** સ્પર્શ અગ્નીને હે તારો,

**નળ—** તેથી થશે શું છુટકારો,

**કર્કોટક—** ખરે જશે સો દુ:ખારો.

**નળ—** વાહવા વાહવા લે લે ત્યારે થા સુખી મિત્ર મારા.

કર્કોટક— ધન્ય ધન્ય પર દુઃખ હારા.

કળી— (પાપી ચુપ પાપીચુપ—એ રાહ.)

જાને દુર, જાને દુર, જાને દુર રે,
ઓ હેવાન, રે સેતાન, સજી સાન લાવી ભાન, ધરી ધ્યાન,
કરતું વિચાર, જરી કે ગમાર, નીકર દઉં માર,
છોડત નહીં આ વાર, પણ છું હું લાચાર— જાને દુર

નળ— (હુરગુલ પડનેકા પઅેર હુય એ રાહ.)

તે ઠીક કીધો ઉપકારરે ભાઈ દયા દિલ ધારી. ટેક૦
કદરૂપો દેખી કોઇ ન જાણે, કે આ નળ દેદારરે. ભાઇ.
ગુપ્ત રહેવાને ઘણું મઝાનું, સાધન સુંદર સારરે. ભાઇ.
પણ મુજ પ્યારી ઢોંગી ધારી, દેશે કદી ફીટકારરે. ભાઈ.

કર્કોટક—ના મહારાજા સર્વ વાતે, છેલ્લે સુફળ થનારરે. ભાઈ.

વારાંગનાઓ—(પીલે દારૂડીરે ઢોલા પીલે દારૂડી
એ રાહ.)

પીલે મએકા જામ બાલમ પીલે મએકા જામ
પીનેસે હોવે આરામ બાલમ પીલે મએકા જામ } ટેક.
સાજન મારો છેલ છબીલો પીવે પ્રીતે જામ,
રોશન હોવે બઝમ સખીરી તબ મીલે આરામ—બાલમ૦
ભરભર કે મયે જામ દેતી હું પીલો તુમ દિલદાર,
તુઇ રસીલા તુઈ છબીલા તુઇ ગલેકા હાર.— બાલમ૦
ઉચે પાયે ઢોલીયો ઢીલી પડી નવાર,
સાલુડો રંગ ભીજીઓ કાંઈ રમીઓ રાજ કુમાર—બાલમ૦
સુરજ થાને પુજશારે ભર મોતીરે થાર,

દો ઘડી મોડો ઉગજે, મારો સાહેબો ખેલે શીકાર—આ૦
પ્રેમે પધારો પીઉજી મારા, મેં પાથરીયો છે પલંગ,
રશીયા મારા રસથી ભરયાં, કાંઈ આવી ઉડાવો રંગ—આ૦

નળ—

અશ્વ વિદ્યા આલોકિક જાણું, ઝટ કરૂં ધારયું કામ.
ગમે તેટલે લાંબે પંથે, પણ પહોંચાડું આમ.
એવાં કરવાં અજબ કામ, મારૂં બાહુક સુંદર નામ.

દમયંતી—

સ્થીતી આ શી મારીરે (૨)
હે નાથ ! હે નાથ ! હે નાથ !! હાય !!! સ્થીતી૦
હરનીશ પીયુ પીયુ નામ જપંતા ઢીલું પડયું જીભ કેરૂં બળ,
નળ, નળ, કરી શું અકારીરે (૨) હે નાથ ! હે નાથ !!
હે તરૂવર, કૃપા કાંઈ કર, આપ્ય ખબર, મુજ સ્વામીની,
દેતુ દાદ, કરાવી યાદ, કહે દુઃખી તમ કામી-ની—હાય !

શીકારી—

વાહ ! વાહરે ! વાહ ! અરે ! વાહ ! વાહરે ! વાહ !
વાહવા ! વાહવા ! વાહવા ! વાહ ! અરે૦
શીકારમાં સે બહુ બહુ ગમ્મત ! વાહ ! વાહ ! વાહ !
તીર ભાલાનીસે રમ્મત ! હાં ! હાં ! હાં !—વાહ !
દોડે હરણાં ઢીકા ઠીક ! શીઆળવું રાખે શી બીક !
વાંદરાં હાંકુ હીકા હીક ! અહાહાહા !— વાહ૦
પપૈયા કરે પીયું પીયું, મણી (બીલાડી) બોલે મીયું,
..ં શોધું એ ચીયું ચીયું ? હાં હાં હાં—હ૦

**દમયંતી—(લે પાપી હવે જીવ મારો થઇ. એ રાહ)**

જા જંગલી હવે કાંઇ મારૂં માની જાહ,

સુંણ સતીને છેડયામાં કાંઇ સાર નહીં.

**સીકારી**—જાણ્યું જાણ્યું ડાં'પણ તારૂં મુકય અહીં,

આવ આવ અહીં પાસ થાઉ રાજી બચ્ચી લઇ.

**દમયંતી**—દૂર દૂર

**સીકારી**—બેસ બેસ.

**દમયંતી**—માન માન

**સીકારી**—બેસ બેસ.

**દમયંતી**—થાઓ બળી ભસ્મ ઝટ

**સીકારી**—હાય ! હાય ! હાય !

**દમયંતી—સઇમાં મનાવે સુખ સેજીયાં—એ રાહ**

કહીએ દીઠા છે મારા નાથને ? બોલો બોલો વનરાજ (૨)

વધામણીમાં આપુ વીરા, આંસુ મોતીડાનું માન (૨)

ડોકું ધુણાવી ચાલ્યા શું જાઓ? દયા લાવો સુંણી કાન (૨)



## અંક બીજો.

**સુનંદા**—આહાહા! શીતળતા ! આવે બેની ઠંડી કેવી?

હૃદય મહીં' દે ઉમળકા—આહાહા !

અતી અજાયબ જગકર્તાની જો ને કેવી ખુબી !

લે ચંપાનું ફુલજ સુંદર સુંઘીને કર ચુંબી. આહાહા.

છોકરાઓ—

ગાંડી ગાંડી ગાંડી, દીધી વરે છાંડી,
બોલો સૌ એકવાર, હે ! હે ! હે !
ધણી એનો શાણો પડી માંથો ખાણો
માટે કાઢી મુકી બોલો, હે ! હે ! હે !

નાયક—જાઓ જાઓ જાઓ જલ્દી અહી જાઓ,
નહી તો બચ્ચા મારૂંગા મેં

છોકરાં—..............આવ. આવ. આવ.

નાયક—બેસ બેસ બેસ.

છોકરો—ખાઓ મીંયા ભેંસ, જુઓ ભાદરવાની ભેંસ.
હે ! હે ! હે !

સુનંદા— કૈવા જા સમજાવા જા—એ રાહ.

લેવા જા બચાવા જા, એ છે નારી, બચારી બચાવા જા.
પતી વીણુ પામે દુઃખ એ. છે. નકકી કુળવાન
મુખે જપો જો નાથને નહીં શુદ્ધ કે સાંન—એ છે નારી.
દુઃખ દેખી આ તેહનું, દિલ દયા ઉભરાય,
માટે જા નાયક જરી લાવ્યજ એને આંહ્ય. એ છે નારી.

દમયંતી—

હશે પતીના શા હાલ? તેનો મને ખ્યાલ,
ફાટે હૃદય આ કંગાળ, અરે હાય ! હાયા હાયા
દૈવ ગમ્યુ આ શું તને? કરી પતીથી તો મને
છુટી અઘોરજ વને, અને હાયા હાયા હાય!

હશો મુગુટ ક્યાં મારા, સુખીયારા દુઃખીયારા,
બાળ મળે ક્યાં તમારા? અરે હાય! હાય! હાય!
નવ પડે મન માંહી, ચેન થાય કાંઇ કાંઇ
મરૂં અતીસે મુંઝાઇ, અરે હાય! હાય! હાય!

**જમાઝખાં—ક્યા કે લાયા મય સોનેકા દલ્લા—એ રાહ**

આનંદ ઉડાયગે દેખે યહ દલ્લા.
વાહવા! વાહવા! વાહવા! વાહવા! આનંદ૦
મુફતકા માલ હય, ખાનેકા તાલ હય,
બદા હલાલ હય, ક્યસા જમાલ હય—આનંદ.
ઉસદમેમે ક્યા ક્યા લુગા!!
એક્તો મય ઘોડા લુંગા, પહેરનેકા જોડા લુંગા,
બડી હવેલી લુંગા, કડી તપેલી લુંગા,
ખુશનુમા ચયણા લુંગા, બયઠનેકો મયણા લુંગા,
બાહશાહકો કહેના દુંગા—
હમકુ વઝીર કરો. નયા નઝીર કરો,
દીલકો પઝીર કરો, આનંદી ગીર કરો આનંદ.

**સુનંદા—**

કહેને કહેને દાસી મમ હાર છે ક્યાં?
હાર છે હાર છે હાર છે ક્યાં? કહેને૦
ચાળા ચેટક તુ ખુબ કરીને,
ફોસલાવા મને આવી અહીંઆં—કહેને૦

**દમયંતી—** **દક્ષણી રાહ.**

હરીહર બ્રહ્મા શીવને શંકર સહાય સૌ કરજો.

નાહાનું આ કલંક ઉતારો, મમ દુસ્મન હરજો.

**સુદેવ—**

દેવી દમયંતી દુઃખના ધરતી ફળશે તુજ આશા.
નથી નસીલમાં સદા લખેલી હોનીજ નીરાશા.
માટે જલદી ચાલો હજુ રડતા હશે બાળો.

**ઇંદ્રસેન–ઇંદ્રસેના—**

ક્યારે હજુ મળીશ અમને માતુ? તુજ વીના નથી
અહીં રહેવાતું
જનમાં, મનમાં, તનમાં ઘણું બળે, નવપડે ચેન પળે.
કોણુ કળે? અમ અંગમાં દુઃખ આજે થાતું—ક્યારે
**ઇંદ્રસેના**—ભાઇ ભલો થઇ, બાપું તું રડ નહી.
આમ રડયાથી માત મળે કંઇ
**ઇંદ્રસેન**—નથી રહેવાતુ મુંજથી બેની
તું પણુ રડેને, શીખદે શેની!!!

**દમયંતી**—અરે લાડકડાં બાળો.

**બારોટ**—ભટજીજાણ્યું તમારી ભવાઇ મુકોને ઠાલી હવે ઠકરાઇટિક
ટીલાં ટપકાં તાંણી ખોટાં, મોટી ઘાલો માળા
નાંગી રાંડના ઠીક કરોછો, ઠમક ઠમક ચાળા ભટજી
જજમાનોનું મીઠું બોલી, છાપરે છેક ચડાવો,
ચકલે ચૌટે સાથે ભમી, પૈસા પાંચ પડાવો. ભટજી
ચંદી બદી ઘોડાઓને ક્યારની આપી દીધી.
ગૌ પુંજાનું કાસળ કાઢી ખટ ખટ ખોળી લીધી ભટજી

મંગા સ્નાનતો ઘરમાં બેસી, ગડમડ ગડમડ કરતા.
પાશેર વાવરી પાણી કહેશો, જીવ બચાવું મરતા. ભટજી
ત્રણ ત્રણ હાથનું ટીપણું ખોસી, ખભે કોથળી લીધી,
નવરી રાંડો બેઠી હોયતો, આસન ગાદી કીધી ભટજી
કાઢી કપટથી નાડા છડીયો સુંદડીઓ બતલાવો
બલી ભામની માતા જાણી આપે લાડુનો માવો ભટજી
ધન મકરને સુકર કુક્કર, વેઢેથી ગણી નાખો,
ઉત્તર મીઠું મરચું ભરીને, ઠાવકે મોઢે ભાખો ભટજી.
મીષ્ટાને જે મોદક મળીઆ, તો ખાંતેથી ખાધા,
રસોઇ બીજે દીન કરવાની, ઓળખી લીધી બાધા ભટજી.
ખુબ ખાઇને પેઠ પંપાળતા, સુવાવડી સમ આવો.
જે બંદાને હાથ આવે તો, ધપ્પા આમજ ખાઓ. ભટજી

પર્ણ—કહુ છું હું મુખ વૃતાંત એ રાય.

આ પત્ર વાંચીને હૃદય અતી ઉભરાય,
શું દેવી દમયંતી પરણુવા ચ્હાય !
ગઇ વખત હતી નહી બાજી હાથમાં મારા
આ વખત થશે એ મારી નીશ્ચે દારા.
કરી કૃપા પ્રભુ આ વખત વિઘ્ન તું હરજે,
બને આરોપે વરમાળ પ્રેરણા કરજે.
જો વરસે એ મુજને રાખી મહાજો
તો દશ દક્ષણા બળીદાન સંતોખીશ આજો.

નળરાજ—

દેખી બાળકો દિલ લલચાયે બ્હાળ થકી મળવાને,

અરે બાબ્ય હું તેડું એને મોકલ્યાં પ્રીયે કળવાને.
ધૈર્ય હ્રદય ધર સમય થોડો છે સંકટ સૌ ટળવાને.
ઉત્સુક પ્યારીઓ પેલી આવે ભાવેથી ભળવાને.

**દમયંતી—**

શાંતી ! શાંતી ! શાંતી ! પામી હાશ હ્રદયમાં
ભ્રાંતી ! ભ્રાંતી ! દૂર નાઠી હાસ હ્રદયમાં !

**(ન બોલો તારા તારા—એ રાહ.)**

તું એવું મને કે'ના (૨) હું પોપટ એ મેના—તું૦
મળ્યા છે જીવ એના, વિખુટા પડે ના,—તું વાંધા લેશેના.
જુદા ન'તા જીવ જેના, આવી મળ્યા એજ એના,
હવે તો ટળેના કદી એ ચળેના, વાંધા લે શે'ના તું૦
દ્વેષ ધરી તું દાખવે. કપટ જાળ નાદાન.
કદી નહીં હું માનું કદી, એ પ્રીયા મુજ પ્રાણ.
જાણ મુખ દાટ તારૂં અલ્યા નાદાન તું
નહીં નહીં ફાવે કદી અહીં શેનાન તું. કે'ના—તું

**નળરાજા**—સુખમય સુંદર દહાડો આજે.

મળયાં સંબંધી શતરૂ લાજે!!
દેવ દુદુંભી આકાશે વાગે!!!
**નેપથ્યમાં**—સત્ય તણો વિજય સૌ સ્થળમાં
હોય પૃથ્વી પાતાળ કે જળમાં
નથી માત્ર હોતો એ ખળમાં
જય પામો જીવી જગ માંહી.

સત્ય સદા દેવેંદ્ર વરદાઈ,
**નળ-દમયંતી**—આપ પ્રતાપે થશે સુખદાઈ,
જયા જયા જયા જય!

વારંગનાઓ—

રંગ રંગ રંગ છે આજ દીન ઉમંગ છે.
બહુ ઉમગ છે, બહુ ઊમંગ છે.
રંગ ઢંગ સંગછે ચંગ મીર દંગ છે.
સુંદિર સાજ વાગે આજ ખુશ રંગ છે.
ધન્ય નળરાજ પહેરો પ્રીતે તાજ,
રાજ્યમાન સાચવજો દમંયંતી સંગ છે—રંગ.



**શીખામણસંગ્રહ.** ( જીંદગીના સુખ દુઃખનો સાથી ) શીખામણ લાયક કવિતાઓનો સંગ્રહ કીંમત રૂ. ૦ાા આ પુસ્તક ખરીદનારને આ માંહેના ગમે તે રૂ. ૦ાા ની કીંમતનાં પુસ્તકો મફત મળશે.

**જ્ઞાનસાગર.** આ માસિક ચોપાનીયાની પેહેલા વર્ષના બંધાવેલી ફાઇલો થોડીજ રહી છે. કીંમત રૂ. ૨) આ પુસ્તક ખરીદનારને આ માંહેના ગમે તે રૂ. ૧ાા ની કીંમતનાં પુસ્તકો મફત મળશે.

**નીતિદર્શક પટેલ પુસ્તક.** કુધારા તજાવી સુધારાના રસ્તે ચડાવનારૂ રમુજી પુસ્તક કીંમત રૂ. ૦ા

**રા. સા. મહીપતરામ રૂપરામ સી. આઈ. ઈ. વિરહ.** કીંમત રૂ. ૦)=

**નળ-દમયંતી નાટક.** નાના મોટા ગરીબ અને શ્રીમંત સરવેને અતિ ઉપયોગી જ્ઞાન આપનારૂ રસીક નવું નાટક કીંમત રૂ. ૦)=

**જુગારસિંહ અને જયકુમારી નાટક.** જુગારથી થતી ખરાબીનો હેવાલ દેખાડનારૂ રસીક નાટક કીંમત રૂ. ૦)=

**(૯૯) વર્ષનું પંચાંગ.** અને ૧૪ આનું કીંમત રૂ. ૦)=

જોઇએ તેમણે રોકડથી મંગાવી લેવાં, જુજ નકલો છે તેમાંથી દરરોજ ખપતી જાય છે. પ્રથમના ૧.૨ પુસ્તકો ગ્રાહકના ખરીદનારે તેમાં છપેલી કીંમત જેટલાં મફત લેવાનાં પુસ્તકો ઉપરના નવમાંથી ગમે તે પસંદ કરી મંગાવી લેવાં.

ઉપરનાં પુસ્તકો અમારી પાસેથી રોકડથી તથા વેલ્યુ-પેબલથી મળશે. અને મુંબઇમાં પાલવારોડપર શેણવાઇના ઠાકોરદ્વાર નજીક ખત્રીની વાડીમાં સંત. રામચંદ્ર વિઠલની પાસેથી રોકડેથી મળશે. પોસ્ટેજ જુદું.

એ શિવાય બીજાં ઘણી જાતનાં પુસ્તકો અમારી પા-સેથી વ્યાજબી ભાવે મળશે.

**શા. છોટાલાલ મોહોલાલની કંપની.**

**પુસ્તકો છપાવનાર તથા વેચનાર.**

**મુકામ. અમદાવાદ—રીચીરોડ.**